ગુજરાતી

# ઇંદ્રજાળ

## પ્રાચીન પુસ્તકો ઉપરથી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.


મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.

ત્રણ દરવાજા—અમદાવાદ.

આવૃત્તિ ૫ મી      પ્રત ૨૦૦૦

અમદાવાદ-પીરમશાના રોજા પાસે શ્રી રત્નસાગર પ્રિન્ટીંગ
પ્રેસમાં પટેલ. સોમાભાઇ બકુભાઇએ છાપી.

કીંમત, ૦-૮-૦      સને ૧૯૧૭

## ગુજરાતી.

# ઇલજણ.



### પ્રારંભ.

દોહરો

સાજુ હોય શરીર તો, સગળી વાતે સુખ;
નહીં તો નાણું બહુ છતાં; દિન દિન પ્રત્યે દુખ. ૧
ભણતાં ભણતાં બહુ ભણ્યો, વિદ્યા અન્ય અનેક;
શરીર સાચવણી તણો, અક્ષર ન ભણ્યો એક. ૨
તેતોભણતર તુચ્છ જે; વળી બુદ્ધિ પણ વ્યર્થ;
શરીર સાચવણી વિના, સરે ન સઘળો અર્થ. ૩
માટે વિદ્યા વૈદના, પુરણ રાખી પ્રીત;
જેથી કાંઇ પણ જાણશો, રોગ મટયાની રીત. ૪
વૈદકથી આયુષ વધે, સુખમાં રહે સમય;
માટે વિદ્યા વૈદની; જરૂર જેવી જાણવી ૫
જો ધન છે ઘરમાં ઘણું, હોય શરીરમાં શુળ;
તેના મનમાં ગણે ધન સઘળું ધુળ? ૬
જેની ઘણી જરૂર છે, શોધી તેનો સાર,
રૂડું આ પુસ્તક રચ્યું, સઉ સુખનું દેનાર. ૭

પિતા મહારાજ રાખેજો, દીવસને વળી નીશ;
વિવેકી એમ વર્તશો, થાશે લાભ અતીશ. ૮

## જમીનમાં ધન જાણવાની રીત.

જે જગાએ કાગડા મૈથુન કરે ત્યાં ધન હોવું જોઈએ તથા જે જગાએ સીંહનુ રેઠાણુ હોય તે જગાએ ધન હોવુ જોઈએ, ત્રીજું જે જગાએ ઝાડપરેમાત્ર જેઠ ચને અસાડ મહીને પાંદડાં દેખાંય અને બીજી રૂતુમાં પદડાં હોય નહીં તે જગાએ નીસ્ચે ધન હોવું જોઈએ.

## રાજાને વશ કરવાની રીત.

કેસર, ચંદન, કપુર, ગોરોમન, ગાયના ઘીમાં ઉકાળીને કપાળે ટીલું કરવાથી રાજા વશ થાય છે.

## સ્ત્રી પુરૂષમાં લડાઇ થાય

ઊંદર અથવા કાળી બીલાડીના વાળ શનીવારે જે પુરૂષ અથવા સ્ત્રી લાવે તેના ઘરમાં કંકાસ થાય.

---

## ઘરમાં સાપ ન રહે

સીંહની ચામડી અને ડુંગળીનો કાંદો ભેગાં રાખે તો ઘરમાંથી સાપ જતો રહે અને બીજા આવે નહીં.

---

## દેહ રક્ષક મંત્ર.

ઓમ પરબ્રહ્મ પરમાત્માને મમ શરીરે પાહિ પાહિ કુરુ કુરુ સ્વાહા ॥

આપણાપર કોઈ મુઠ ચોટ મારવાનો શક હોય તો તેના પહેલાં આણી દેહ રક્ષકનો મંત્ર ૧૦૮ વાર જપવો કે જેથી આપણને મુઠ ચોટ લાગે નહીં,

## ઈંદ્ર જાળ.

ओम नमो नारायण विश्वभराय इंद्रजाळका दुकान दर्शय दर्शय करु सिद्धि कुरु स्वाहा ॥

ઇંદ્રજાળનો ગમે તે મંત્ર સાધવા હોય તે પેહેલાં મંત્રનો જપ કરવો.

### ધંધો રોજગાર વધારનાર મંત્ર

काली कंकाली महाकाली

સર્વ સુંદરી જિયે વ્હાલી ચાર વાર ભેરૂ ચોરાશી, તબતો પુંજા પાન ચીશાઇ. અબબોલોકાલીકી દુહાઇ

દરરોજ પ્રાતઃકાળમાં સ્નાન કરીને આ મંત્ર ૪૯ વાર બોલે તેનો ધંધો રોજગાર સારો ચાલે.

### આદા શીશીનો મંત્ર.

ઓમ નમ આ દેશગુરૂ કુકલી ચલી કરકર ઠેલી ॥ ચલો ॥વીરહો હનુમાનજીકો હાક વાગે અર્ધ શીશી નાસે

આ મંત્રને સાતવાર બોલી ભભુતીની ચપટી ભરવી ચપટી ભરવી કે આદાશીશી ઉતરી જાય,

## રોગ શાંત મંત્ર.

**ઓમ નમો આદેશ ગુરૂકુ ॥**

બાલ રખે બાલની કપાલ રખે જોગની ॥ મુરખખે કુંભકર્ણુ ॥ પીઠ રખે વિભિષણુ ॥ નખે રખે નરસિંહ ॥ કલેજા રખે કાલી ભવાની ॥ કમ્મર રખે કમ્મરકા દેવ ॥ પીંડ રખે ગોરખનાથ ॥ પીડા પ્રાણુ સાત રખે ગુરૂકી પાસ.

**गुरुकी शक्ति मेरी भक्ति ॥ चलो मंत्र इश्वरकी वाचा ॥**

આ મંત્રને સીદ્ધ કરીને ઉપયોગ કરતી વખતે સાત વાર વિભુતી મંત્રવી.

---

## દ્રષ્ઠી ઉતારવાનો મંત્ર.

**बांधु बांधु नजर बांधु दुशमनकी आंख बांधु आंखका कमान बांधु जावे जा उतरजा लगी नजर सो वाचा चुके तो वीर हनमानकी और लछमन गुरु गोरखनाथकी आण फिरे स्फुरो मंत्र इश्वरी वाचा ॥**

આ મંત્ર ૧૧ વાર જપી ભસ્મ મત્રી કપાળે લગાવી હોય દો દ્દષ્ટિ ન લાગે અથવા શનીવારે દોરાને ધુપ દેઈ. એક વાર મંત્ર જપી એક ગાંઠ બંધવી આ પ્રમાણે અગીઆર વાર મંત્ર જપી ગાંઠો વાળી જેને નજર લાગી હોય તેના ગળે બાંધવાથી દ્રષ્ટી ઉતરી જાય.

---

## વીંછી ઉતારવાનો મંત્ર

अरे अरे बीछवा दोता कोटहोता वारुळी होता होता ळेइ-चे खुरीकाठा तिडक जोर जाय न उतर तर तुला गुरुकी आण मगळाची आण स्फुरा मंत्र इश्वरी वाचा सत्य मंत्र गुरुका साचा.

આ મંત્રને સાતવાર ભણી રાખ્યાથી ઉતારવો. એટલે તરત ઉતરી જશે ને જેને કરડયો હસે તેને આરામ થશે

कळा विचु. कवडे पाय उतर विचु पाताळकु जाय.
गुरुकी शक्ति मेरी भक्ति चलो मंत्र इश्वरी वाचा

આ મંત્ર સીધ કરી જ્યારે વીંછી ઉતારવો હોય ત્યારે રખ્યા લાવી હાથે વતી કરરેલી જગાયે ઝાડકતા જવું ને મંત્ર બોલતા જવું.

---

## ઝેર ઉતારવાનો મંત્ર

ગંગા ગૌરી દેઉ રાણી. ટાંકણુ મારી કરો વિષ
પ્રાણી ગંગા વાટે ગૌરી ખાઈ અઢારભાર વિષ
નિરવિષ હો જાય, ગુરૂકી શકિત મેરી ભકિત
સ્ફુરો મંત્ર ઇશ્વરી વાચા.

પાણીનો પ્યાલો લેઇ મંત્ર સાતવાર જપી સાત ફુકો પાણીને મારવા ને વીષ ચડેલા માણસને તે પાણી પાવું.

---

## તાવનો મંત્ર.

આસમાનકા તારા ॥ પવનકા મારા દુશમાન
તાપકા શીર મારા સવા ઘડી તીન પોહોરમે
નહિ મારે પિછે ફ્રિરે તોનુની કુંડ ચમાર કુંડમે
પડે ॥ કુંવારી કન્યાકો વિઠલમો પડે. સ્કુરો
મંત્ર ઇસ્વરી વાચા મેરી ભકિત ગુરૂકી શકિત ॥
સત્ય ગુરૂકા મંત્ર સાચા.

આ મંત્રને સાતવાર ભણી દોરાને સાત ગાંઠો વાળી તાવવાળા માણુસને ગળે બાંધવાથી તાવ જાય.

## મંત્ર સાધન કરવાની રીત.

જો મત્રને સાધવો હોય તો જે દીવસે અથવા રાત્રે ગ્રહણુ મધ્ય ભાગ આવતે વખતે નદી. સમુદ્ર તથા તળાવમાં સ્નાન કરી ગળા સુધી પાણીમાં ઉભા રહી જે મંત્ર શીદ્ધ કરવો હોય તે મંત્ર ૧૦૮ વાર જપવો, એટલે મંત્ર શીદ્ધ થાય પણુ મંત્ર દર વર્ષ ફરી ફરી જપવો જોશુદ્ધ હોવા જોઇએ ગ્રહણુને દીવસે ન બને તો. આતવાર મંગળવારે, શનીવારના દીવસે સમસ્થાન ભુમીપર પણુ સીદ્ધ કરી શકાય, પણુ સીધ કરતી વખતે ઉતમ નક્ષત્ર હોવુ જોઇએ.

## વનસ્પતિ સાધન.

જે વનસ્પતિ મંતરમાં ઉપયોગ લેવી પડે તે શનીવારે સાયંકાળે અથવા મંગળવારે પ્રભાતમાં વહેલા ઉઠી લાવવી.

# ઓષધી તંત્ર.

## મોતીઆનો ઉપાય.

મોતીએ તથા પરવાળુ અથવા આંખુ દુખતી હોય તો ખાપરીયું રૂપીઆ એક ભાર ગીમાઈ સાકલ રૂ ૧) ભાર, પુરત લાગી તપખીર રૂ ૧ ભાર હિમજ હેરડે રૂ ૧) ભાર એ સર્વેને ખાંડી બારીક કરીને લીબુના રસમાં દીવસ સાત સુધી ખરલ કરવું પછી તેને છાયામાં સુકવવું જ્યારે ખપ પડે ત્યારે સાંજે સાંજે આંખમાં આંજવું જેથી ઘણો ફાયદો થશે ખાત્રી કરવાને એકવાર અજમાવી જોવાથી ખાત્રી થશે.

## ધાતુ પુષ્ટીનો ઉપાય.

મોચરશ, અકલ ગરો, કાળી મુસળી, ધોળી મુસળી બહુફળી ઇદ્રજવ મીઠા ગોરખ ગળો સત્વ સુકા વડગુંદા કઉચા ઉટગહા બળબીજ, એખરો ચીનઈ કબાલા અને બાત્રચી એ સરવે વસાંણા સરખે વજને લઈ ખાંડી ઝીણા ભુકો કરી તેને હવાલે વતી ચાળી નાંખવું ત્યાર પછી જેટલું વજન વસાણાનુ થાય તેથી બમણી ખાડ ભેળવવી ઓસડ તૈયાર કરી દરરોજ સવારે હથેળી ભરીને ખાય તો શરીરમાંથી નબળાઇ જાઇને પુષ્ટ થશે અને મરદાઇ વધશે.

## બીજો ઉપાય.

ખસખસનાં પોસ પઇશા ૨ ) ભાર સુંઠ પઇશા બે ભાર ધાવડાના ફુલ પઇસા બે ભાર એ સરવે જાુસો પાણી સેર રહે ત્યારે તેને ઉતારી લુગડેથી ગળી નાંખવું. ને સ્ત્રી સંગ કરતાં પહેલાં એક પહોર અગાઉ પીવું.

## ચાંદી ( ટાંકીનો ) ઉપાય.

ચાંદીના દરદથી ફોલ્લા થઇને જખમન; ધારા પડયાં હોય તો તેનો મટાડવાને ફાયદાકારક ઓસડ નીચે મુજબ છે. હીમજ હરડે રૂ. ૮ ) ભાર રસ કપુર રૂ. ૪ ) ભાર દાડમનાં ફુલ રૂ. ૧ ) ભાર બોદારશીગ રૂ. ૧) ભાર જાયફળ રૂ. ૨ ) ભાર; એલચી દાણા રૂ, ૧ ) ભાર એ સર્વ જણસો લાવી સાફ કરી ખુબ બારીક ખાંડી ચાળી કાગદી લીબુ નં ૧૦૦ )તેનો રસ કાચનાં વાસણમાં પલાળી ગળી નાંખવો બાદ તેમાં ડારની દવાનો ભુકો નાંખીને કઠણુ ખલમાં નાખી ખુબ વાટીને સોપારી જેવડી જેવડી ગોળીઓ વાળી સુકવી નાંખી કાચની શીશીમાં ભરી મુકવી અને જેને ચાંદી થઇ હોય તેને દરરોજ ગોળી ૧ ) સવારે તથા ગોળી ૧ ) સાંજે ખવરાવવી ને તેને તેલ મરચુ હીગ આંબલી મીઠું વગેરે ખાવાની પરેજ રાખવી જેથી જલદી મટી જાય છે.

### પરમીયાનો ઉપાય.

ઘણી જુની અને પાકી ઇંટ શોધી લાવીને તેનો ખાં ડીને ઝીણો ભુકો કરવો પછી તેને બારીક ચાળીને દરરોજ સવારે પા તોલાને આશરે તાઢા પાણીમાં ફાકેતો પરમીયો મટે

### ઉપાય બીજો.

સફેદ ગુંદર, શેર ૦। શીગોડા શેર ૦। ખાંડનુ બુરૂ શેર ૦॥ મેદો શેર ૦॥ એ બધાં મસાણું ભેગાં એક પવાલામાં ભરી તેમાં ઘી શેર ૦। તથા દુધ શેર ૦। નાખી સર્વેને એકઠું કરી. તેમાંથી દરરોજ સવારમાં પાંચ પાંચ પઇસોભાર ખાયતો પરમીઓ મટી જાય

## રોગ નિવારણુ જંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૧૭ | ૧૦ | ૮ | ૨ |
| ૩ | ૭ | ૧૩ | ૧૪ |
| ૧ | ૧૬ | ૧૦ | ૧ |
| ૬ | ૪ | ૫ | ૧૧ |

આ મંત્રને શુદ્ધ કાગળપર લખી ગળે બાંધવાથી રોગોનો નાશ થાય છે.

## રાજ સભામા માન પામવાનો જંત્ર

| | | | |
|---|---|---|---|
| ૪૦ | ૫૦ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૪૭ | ૪૮ |
| ૪૯ | ૪૪ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૪૫ | ૪૭ |

આ મંત્રને કસ્તુરી અને કપુરના રસમાં લખી પાસે રાખે તો રાજસભામાં સારૂ માન પામે.

## સીદ્ધિ પ્રયોગ જંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૨ | ૨૦ | ૧૭ | ૮ |
| ૧૭ | ૩ | ૭ | ૧૬ |
| ૧૮ | ૧૪ | ૧૯ | ૧ |
| ૬૫ | ૬ | ૪ | ૧૮ |

જંગલના વાંસની લેખાણુ કરી સવા લાખ વખત આ મંત્ર લખે તો સરવે કામ સીદ્ધ થાય.

## શીતળા મટાડવાનો જંત્ર

| | | | |
|---|---|---|---|
| શ્રી. | શ્રી. | શ્રી. | શ્રી. |
| શ્રી. | શ્રી. | શ્રી. | શ્રી. |
| શ્રી. | શ્રી. | શ્રી. | ૦૦ |
| ૧૦ | ૦૦ | ૦૦ | ૦૦ |

આ મંત્ર વડનાં પાંદડા પર લખી જે બાળકને શીતળા થયાં હોય તેના ગળે બાંધવાથી શીતળાના રોગવાળાં બાળકને શાંતી થાય છે.

## ગર્ભનું દુખ ટાળક જંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૨ | ૭ | ૨૮ | ૩૫ |
| ૩૨ | ૩૧ | ૭ | ૩ |
| ૧ | ૧ | ૩૪ | ૨૮ |
| ૨૩ | ૩૩ | ૪ | ૬ |

આ મંત્રને કાંસાની થાળીમાં લખીને મંત્રને ધુપ દેવો પછી તેમાં થોડુ પાણી રેડી ગર્ભવંતી સ્ત્રીને પાવું જેથી તેને ગર્ભમાં પીડા થતી નથી.

## અન્ન નાશક જંત્ર

| | | | |
|---|---|---|---|
| ૮૪ | ૯૦ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૮૭ | ૮૬ |
| ૮૯ | ૮૪ | ૮ | ૧ |
| ૮ | ૫ | ૮૧ | ૮૮ |

આ મંત્રને લખી અનાજની કોઠીમાં નાંખ્યો હોય તો અનાજ બગડી જાયે

## આદ્દાશીશીનો જંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૭૧ | ૪૬ | ૩૫ | ૩૮ |
| ૭ | ૮ | ૪ | ૩ |
| ૩ | ૮ | ૨ | ૧ |
| ૯ | ૭ | ૨૦ | ૧૧ |

જેનુ અડધુ માથુ ચડતુ હોય તેને રવીવારને દીવસે આ મંત્ર કેળના પાંદડાંપર લખી બાંધે તો દર્દ દુર થાય

## ધાન વર્ધક જંત્ર

| | | | |
|---|---|---|---|
| ૨ | ૮ | ૨ | ૨૦ |
| ૮૪ | ૨૩ | ૭ | ૩ |
| ૯ | ૧ | ૨૬ | ૮૧ |
| ૨૨ | ૨૫ | ૪ | ૬ |

આ મંત્ર ભોજપત્ર ઉપર લખી ખેતરમાં મુકયો હોય તો અનાજ વધારે પાકે

### જંત્ર

| | | | |
|---|---|---|---|
| ૫૮ | ૫૨ | ૭ | ૨ |
| ૩ | ૬ | ૫૩ | ૫૫ |
| ૬૩ | ૫ | ૧ | ૮ |
| ૫ | ૮૪ | ૫૭ | ૫૫ |

ઘરના પાછળ પીંપળાના પત્તા ઉપર લખે તો દહાડાની રાત દેખાડે

---

### દષ્ટી બંધન જંત્ર

| | | | |
|---|---|---|---|
| ૩૩ | ૮૧ | ૭૨ | ૪ |
| ૯ | ૮૨ | ૮૮ | ૧૧ |
| ૪૯ | ૩૭ | ૨૫ | ૫૦ |
| ૯ | ૨૭ | ૪૫ | ૧ |

આ મંત્ર તાંબાના પત્રપર લખી બાળકની કોટે બાંધે તો નજર ન લાગે.

---

### અકાળ મૃત્યુ ન થાય તેનો જંત્ર

| | | | |
|---|---|---|---|
| — | = | ≡ | ॥ |
| ॥ | = | ॥ | — |
| ≡ | ।।। | | — |
| ≡ | । | ।।। | ૩ |

આ મંત્ર લખી પાઘડીમાં રાખે તો આગળ મૃત્યુનો ભય ન રહે.

### ભઠ્ઠીબંધન જંત્ર

| | | | |
|---|---|---|---|
| ૭ | ૭ | ૪ | ૧ |
| ૬ | ૩ | ૫ | ૨ |
| ૩ | ૫ | ૨ | ૮ |
| ૬ | ૪ | ૭ | ૮ |

પીંપળાના પાનપર લખીને ભઠ્ઠીમાં નાંખે તો ઘાતુ ગળે નહિ.

## સીદ્ધિ પ્રયોગ જંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૫ | ૧ | ૭ | ૨ |
| ૩ | ૬ | ૩ | ૨ |
| ૮ | ૪ | ૧ | ૧ |
| ૫ | ૪ | ૩ | ૨ |

સીસાની કલમવતી પીંપળાની નીચે લખે તો મન ધાર્યું કામ થાય.

## આંબાની વૃદ્ધિ જંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૮૮ | ૮૫ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૮૨ | ૮૧ |
| ૮૪ | ૮૯ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૯૦ | ૯૧ |

કેરીના રસવતી લખીને આંબે બાંધે તો ફળ વધારે થાય.

## ચક્રવર્તી જંત્ર

| | | | |
|---|---|---|---|
| જં. | જં. | જં. | જં. |
| જં. | જં. | જં. | જં. |
| જં. | જં. | જં. | જં. |
| જં. | જં. | જં. | જં. |

કુંભારનો ચાક ફેરવવાની લાકડી વતી આ મંત્ર લખે તો ચક્રવતી વશ થાય,

## ગઇ વસ્તુ મેળવવાનો જંત્ર

| | | | |
|---|---|---|---|
| હ. | હ. | હ. | હ. |
| ઈ. | ઈ. | ઈ. | ઈ. |
| જં. | જં. | જં. | જં. |
| હી. | હી. | હી. | હી. |

કનીરની છાયામાં બેસીએ કુસના દુધમાં કૅમલવતી લખે તો ગઇ ચીજ પાછી મળે.

### ભયહરણુ જંત્ર

| | | | |
|---|---|---|---|
| ૭૭ | ૮૪ | ૨ | ૮ |
| ૮૪ | ૭૪ | ૯૧ | ૮૩ |
| ૮૪ | ૭૪ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૭૧ | ૮૫ |

માટીની ઠીકરી પર લખી આ મંત્ર કોટે બાંધે તો ભય દુર થાય.

---

### વા વિદાહરણુ જંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૯૫ | ૯૨ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૮૯ | ૮૮ |
| ૯૧ | ૯૬ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૮૭ | ૯૦ |

આ મંત્ર અડુંસાના રસમાં લખીને હાથે બાંધે તો વા માટે.

---

### સુજસાધક જંત્ર

| | | | |
|---|---|---|---|
| ૫૯ | ૬૬ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૬૩ | ૬૯ |
| ૬૨ | ૬૦ | ૬૦ | ૧ |
| ૯ | ૫ | ૫ | ૬૪ |

કાગળપર આ મંત્ર લખી ઘરમાં રાખે તો સુખી થાય.

### એનકલ્વદ્ધા જંત્ર।

| | | | |
|---|---|---|---|
| ૮૭ | ૮૪ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૯૧ | ૯૧ |
| ૯૩ | ૮૮ | ૬ | ૧ |
| ૪ | ૬ | ૮૯ | ૯૨ |

આ મંત્ર કાગળપર લખી દાડમના ઝાડે બાંધે તો ફળની વદ્ધી થાય.

### શતરૂહારી જંત્ર

| | | | |
|---|---|---|---|
| ૬૭ | ૭૪ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૭૩ | ૭૦ |
| ૭૧ | ૬૮ | ૯ | ૧ |
| ૪ | ૩ | ૯૬ | ૨૨ |

આ મંત્રને લોઢાની કુ-લમવતી નદીને કીનારે રવિવારના દિવસે લખે તો શતરૂ જીતિ શકે નહીં

### જંત્ર

| | | | |
|---|---|---|---|
| ૮૩ | ૮૬ | ૨ | ૭ |
| ૬ | ૭૬ | ૭૯ | ૭૮ |
| ૮૫ | ૭૬ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૭૬ | ૮૨ |

સ્લેશા નક્ષત્રમાં આ મંત્ર દુકાનમાં બાંધે તો વેરી ઘણુ કષ્ટ પામે.

### પુત્ર પ્રાપ્ત જંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૩૩ | ૮૦ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૩૭ | ૭ |
| ૩૯ | ૪૩ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૨૫ | ૩૬ |

રોટલીપર આ મંત્ર લ-ખી કુતરાને ખવરાવે તો સ્ત્રીને જરૂર પુત્ર થાય.

### ભયહુરણુ જંત્ર

| | | | |
|---|---|---|---|
| ૫૭ | ૬૨ | ૨ | ૮ |
| ૭ | ૩ | ૫૯ | ૫૮ |
| ૬૨ | ૬૫ | ૯ | ૧ |
| ૪ | ૬ | ૫૭ | ૬૦ |

આ મંત્ર સ્ત્રીને ગળે મા-દળીઆમાં ઘાલી બાંધે તો ભય ન લાગે.

### દેવતા પ્રસન્ન જંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૬૫ | ૭૫ | ૨ | ૮ |
| ૭ | ૨ | ૬૯ | ૬૮ |
| ૭૧ | ૬૬ | ૯ | ૧ |
| ૪ | ૫ | ૫૭ | ૭૦ |

આ મંત્રને વાસની કલમ વતી લખીને મસ્તકમાં બાંધે તો સર્વે દેવતા પ્રસન થાય.

### ખેલજીતક જંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૬૦ | ૬૭ | ૨ | ૭ |
| ૬ | ૩ | ૬૪ | ૬૩ |
| ૬૬ | ૬૧ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૬૦ | ૬૫ |

અજવાળી રાતે સ્નાનનક્ષત્રમાં લખીને હાથે બાંધે તો સર્વ ખેલમાં જીતી શકાય.

---

### માન ભર્યો જંત્ર,

| | | | |
|---|---|---|---|
| ૫૬ | ૬૩ | ૨ | ૮ |
| ૬ | ૩ | ૬૦ | ૫૮ |
| ૬૨ | ૬૭ | ૮ | ૯ |
| ૬૨ | ૫૭ | ૮ | ૧ |

આ મંત્ર ભોજપત્ર પર લખી સોનાના માદળી આમાં ચઢાવી કંઠે બાંધે તો આદરમાન પામે.

### શતરૂ નાશક જંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૬૭ | ૭૪ | ૨ | ૮ |
| ૬ | ૩ | ૭૧ | ૭૩ |
| ૭૬ | ૭૮ | ૮ | ૨ |
| ૬૭ | ૬૮ | ૮ | ૨ |

આ મંત્ર લખી છેદી નાંખે તો શતરૂના શરીરે ઘણું દુઃખ થાય.

જંત્ર

| | | | |
|---|---|---|---|
| શ્રી | હ્રી | લ | છી |
| ૨૪૮ | ૨૪૧ | ૨૪૪ | ૨૩૯ |
| ૨૩૮ | ૨૩૮ | ૨૩૯ | ૨૩૫ |
| ૨૩૦ | ૨૩૩ | ૨૩૨ | ૨૩૧ |

કાગળપર આમંત્ર લખી પાસે રાખે તો ભુત પ્રેતનો ભય ન લાગે.

ગર્ભરક્ષક જંત્ર.

| | | | |
|---|---|---|---|
| ૮૦ | ૮૦ | ૩ | ૭ |
| ૬ | ૩ | ૮૪ | ૬૩ |
| ૯૬ | ૮૧ | ૮ | ૧ |
| ૪ | ૫ | ૬૦ | ૬૪ |

આ મંત્ર બૈરી પોતાની કમરેમાં બાંધે તો ગર્ભની સારી રક્ષા થાય.

## ચમત્કારી પ્રયોગો,

### કાગળપર લખેલા દસ્કત ઉડી જાય,

નૈસાર, સુહાગો; અને શીંદુર એ તણુ ચીજને સરખે ભાગે લઇ તેને વાટી અંદર પાણી મેળવીને તે વતી કાગળપર અક્ષર લખી તેને તડકે સુકવવાથી દસ્કત ઉડી જશે ને કાગળ કાળો દેખાશે.

## લીંબુનો રસ ઉગાડવાવિશે.

એક શીશીમાં લીંબુનો રસ ભરી તેમાં થોડી પીળી કોડીની ભસ્મ નાંખવી અને આંગળીથી શીસીનું મોં બંધ કરવું એટલે તેમાંનો રસ ઉડી જશે.

## પાણીનું દુધ

ઝીણી મલમલનો કકડો એકગજ લઈને ભેસના દુમાં બોળી છાંયડે સુકવવો એવી રીતે પચીસ વાર દુધમાં

ઓાળી તડકે સુકવવો પછી જ્યારે ખેલ કરવો હોય ત્યારે પાણીમાં તે કકડો ધોવો એટલે પાણીનું દુધ થયેલું જણાશે

## શીશીમાં દેવતા દેખાય.

સારા ઉંચા બ્રાન્ડીના શીશામાં થોડો ગંધક નાખીને તે શીશાને અંધારામાં મુકવો. એટલે શીશો દેવતાથી ભરેલો દેખાશે ને તેને હાથમાં લીધાથી દઝાશે નહી.

## ઉછળતું લીંબુ.

પારો તથા નવસાર સરખે ભાગે લેઈ લીંબુમાં ઝીણું કાણું પાડી તેમાં ભરવું પછી તે લીંબુને તડકે મુકવાથી પ. ટોપટ ઉછળવા માંડશે.

## દેવતા વીના ધાણી શેકાય.

જારને થોરના દુધના સાત ટીપાં આપીને તડકે સુકવી રાખવી પછી જ્યારે ખેલ કરવો હોય ત્યારે થોડીવાર અગાઉ તે જાતની પોટલી બાંધી રાખવી બાદ થોડીવાર તડકે સુકવી કપડામાં કે સુપડામાં ઉછાળશો કે તરત ધાણી ફુટશે

## મેથીની ભાજી ઊગાડવાની રીત.

મેથીને ચણાની ઝાકળમાં પલાળી છાયડે સુકવવી એ પ્રમાણે પંદર પટ દઇને સુકવી રાખવી પછી જ્યાર ખેલ કરવો હોય ત્યારે થોડી માટી તથા છાણ પાથરી પાણી છાંટી તેમાં મેથી વાવી ઉપર ટોપલો ઢાકવો એટલે પા કલાકમાં મેથીની ભાજી તઇયાર થઇ નીકળશે.

## પાણીમાંથી કોરી રેતી કાઢવી.

જુની ઈંટને ખાંડી તેને દીવેલનું મોયણ દેવું અને

તેને કલાડામાં નાખીને શેકવી પછી તેનો ડબો ભરી રાખવો બાદ જ્યારે ખેલ કરવો હોય ત્યારે મુઠી ભરી પાણીમા નાખીએ તો તેને બીલકુલ પાણી લાગશે નહી ને કોરીની કોરી રહેસે.

## કોયલા બતાવી મીઠાઇ આપવી.

પ્રથમ ખેલ કરનાર જ્યારે એ ખેલ કરવા માંડે છે ત્યારે એક થાળીમાં કોયલા ભરી લાવે છે અને બધાને બતાવે તે પણ તે કોયલાની નીચે રેવડી સાકરીયા ચણા પીપરમીંટ, એવી એવી મીઠઇ થોડી થોડી સંતાડી રાખે છે પછી કોયલાના વાસણપર કપડું ઢાંકા તળેની મીઠઇ કાંઢી લોકોને આપે છે તેથી જોનાર તેને શાબાશી આપે છે

## દોરો બળે પણ વીંટી નડે.

મીઠાના પાણીમાં દોરાને બે ચાર વખત પલાળી સુકવવો પછી તેને વીંટી બાધી તેને ઉચો ટાંગવો પછી તે દોરાને સળગાવસો તો દોરો બળી જશે પણ વીંટી પડશે નહી.

## વીંછી ઉત્પન કરવા

ઘેડાનું મુતર શેર પાંચ, તથા ભેંસનું છાણ બાજરીનો લોટ, ખજુરીનાં જાડની પીલી મટોરી, એ બધાને એકઠી કરીને વાસણનું મો બંધ કરી રાખી મુકવું પછી ત્રીજે દહાડે તે ઉઘડયાથી સેંકડો વીછી દેખાશે.

## પાણીનું લોહી.

એક કાચના વાસણમાં પાણી ભરવું પછી બધા લો

કોને બતાવવું કે જુઓ આ પાણી છે એમ કરી તેનાપર તે વાસણ ઢંકાઈ રહે તેવડો રૂમાલ ઢાકતાજ વખતે વીલાયતી લાલ રંગનો કકડો ચાલાકીથી તે વાસણમાં નાંખી દેવી બાદ થોડીવારે વાસણ ઉઘડયાથી પાણી લાલ લોહી જેવું જણાઈ આવશે.

બે આની ઉંરાડવા વિશે

પ્રથમ બે આની હથેલીમાં લેઇ લોકોને બતાવવિ કે જુઓ આ બે આનિ છે તેને હુ ઉદાડી મુકું છું પાછિ મુઠી વાળવિ; પણ મુઠી વાળતા પેહેલા વચલી આંગળીને પાછળથી નખઉપર મીણ ચોટાડી રાખેવું કે જેથી મુઠી વાળવિ તે જરા ચાંપીને વાળવિ કે બે આનિ મીણની સાથે વળગી જાય પછિ મુંઠી ઉઘાડી રાખવાથિ બે આનિ ઉડી ગયેલીજણાસે.

છાતીપર પથ્થર ભાંગવો.

એક પથ્થર આશરે દશ શેરના વજનનો લેઇ તેને કોયલાનિ ભઠ્ઠિમાં ઘાલી ખુબ તપાવવો પછિ તેને પાણિમાં મુકવો જેવિ રીતે બે ત્રણ વખત પથર પકવવો બાદ જ્યારે ખેલ કરવો હોય ત્યારે એક માણસને ચતો સુવાડવો. પછિ જાડી બનાતકા સેતરંજીનિ દશ ગડી વાળી તે ઉપર પ્રથર મુકવા બાદ તેનાપર ધીમેથિ હથોડા મારવાથિ પથરના ચુરેચુરા થઇ જશે,

જાદુઇ દેવતા.

એક લોઢાના પત્રા ઉપર થોડા સુરોખાર નાંખીને તે

ઉપર ગધકના ફુલ છાંટશો તો પણ પોતાનિ મેળે બળતાં થશે પણ એ પ્રયોગ કરતી વખતે ગંધકનો ધુમાડો મોંમાં ન જાય તેનિ સંભાળ રાખવિ.

દીવતાથિ કાગળ ન બળે.

એક લોઢાનો સળીયો દોઢ ઇંચ જાડો લેવો અને તેના ઉપર કાગળ વિટાળીને સ્પીરીટના દીવા ઉપર ધરવા પણ કાગળ બીલકુલ બળશે નહિ.

લીંબુમાંથિ લોહી કાઢવું

એક લોઢાના ચપ્પા ઉપર કપાશના ફુલનો રશ ચોપડી સુકવવું એવા ત્રણ ચાર પટ દઇ સુકવ્યા પછિ તે ચપ્પાથિ લીંબુ કાપવું તો અંદરથિ લોહિના જેવો પદાથ નિકળે જેમ ચપ્પુને વધારે પટ દેશો, તેમ વધારે લિંબુનો પ્રયોગ કરવાને સમર્થવાન થશે.

રૂપાનું ઝાડ ઉગાડવાનુ.

એક શિશામાં આશરે ચાર ગ્રામ નાઇટ્રેટ ઓફ શિલવર નાંખી તેમાં થોડું વરસાદનું પાણી ભરી અને તેમાં એક આઉંસ પારો નાંખો. પછિ સીસાને એકાંત જગાએ રાખો કે જેથિ તે હાલે નહી એટલે તુરત તમને થોડા વખતમાં સુંદર ઝાંડ દેખાશે.

## થાળીમાં સોયો નચાવવી.

એક થાળિમાં સોય નાંખિ પછિ તે થાળિનિ નિચે લોહ ચુંબક ફેરવશો તો થાળિમાં સોયો દોડાદોડ કરી મુકશે

## પાણીમાં સોય તળાવવી.

એક કાચના ગ્લાસમાં ટોચ સુધી પાણિ ભરવું બાદ તે પાણિ સ્થિર થાય કે તેમાં એક ઝીણિ સોય આડી મુકવી. તે જ્યાં સુધી પાણિ હાલશે નહીં ત્યાં સુધી તર્યા કરસે.

### પગે પાવડી ચોંટાડવિ.

પ્રથમ પાવડીને બાવળના ગુંદરનું જાડું પડ ચોપડી સુકવિ દેવિ, બાદ જ્યારે ખેલ કરવો હોય ત્યારે પગ ધોઇને પાવડી પર જોરથિ દબાવિ ઉભા રહેવું કે તુરત તુરત પાવડી પગે ચોટી જશે. બાદ તમે જેમ જેમ ચાલતા જશો તેમ તેમ પાવડી મજબુત ચોટતી જશે લોકો અજાયબી આંધળા થશે.

## પાંણીમાં ભડકા.

પોટાસીયમ નામનો ધાતુ પાણિમાં નાંખે તો પાણિમા ભુતના જેવા ભડકા માલમ પડશે.

### ઝાડપર દીવા દેખાડવા.

ફોસફરસ, વિથ ઇથર, નામનિ અંગરેજી દવા આવે છે તેને રાત્રે પીચકારીમાં ભરી ઝાડપર છાંટે તો ઝાડપર દીવા દેખાશે.

### મોંઢામાંથી ભડકા કરવા.

થોડો ફોરફરસ લઈ તેને આંમાનિ ગેટલિમાં કાણું પાડી ભરવો અને પાછળથિ સોયવતી ઝીણા વેહ પાડવા આવી રિતનિ બનાવેલિ ગેટલિ મોંમાં રાખિ બાહારની

ફુંક મારવી એટલે ભડકા થશે. પણ એટલું યાદ રાખવું કે ગોટલામાં પ્રથમ ભીનું કાપડું મુકી ફોસફરસ ભરવો.

શિશામાં ઇંડુ ઉતારવાની રિત.

મરઘીના ઈંડાને દરાના સરકારમાં બોલી મુકવું અને તે નરમ થાય એટલે સીશામાં ઉતારિ તેમાં પાણિ નાંખવું.

સિસામાં દુધની તુમડિ ઉતારવિ.

પ્રથમ એક પોહોળા મોંઢાનિ બાટલિ લઈ દુધિના તુમડાનું ચારૂં તે બાટલિના મોંમ થિ અંદર ઉતારિ મુકવું. જ્યારે મોટું થાય એટલે ડીટું તોડિ નાંખવું.

વગર દેવતાએ ચા કરવો.

પ્રથમ એક સાંકડા મોંના વાસણમાં ચુનો ભરવો અને પછિ તે વાસણમાં પાણિ રેડવું અને તેના પર ચહાદાનિ ચાહ તથા પાણિ મુકીને તે વાસણપર મુકવી એટલે વગર દેવતાએ ચાહ ગરમ થશે.

અગ્નિમાં હાથ નહિં બળે.

નવસાર તથા કપુર એ બંનેને પાણિમાં વાટિ હાથે લેપ કરે પછિ દેવતા પકડે તે બળે નહીં.

ગુલાબના ફુલને સફેત કરવાની રિત.

ગુલાબ ફુલ લેઇ તેને લાકડીયા ગંધકનો ધુમાડો આપશો તો ફુલ સફેત થશે અને પાણીમાં નાંખશો તો પાછુ લાલ થઈ જશે.

## લુગડાં નહી બળે.

સ્પીરીટમાં થોડા કપુર મેળવીને તેમાં કપડું બોળીને સળગાવી મુકે તો લોક જાણે કપડું બળી ગયું. પણ કપડું બળતું નથી.

## કાચ ખાવાની રીત.

પ્રથમ કાચના બાટલીના કડકા કરીને તે કડકા અગ્નિમાં નાંખિ સારિ રિતે તાપ આપવો અને આદાના રસમાં ભીજવી મુકવા પછી યુક્તિથિ ચાવવા.

## રૂપીયો ઊંરાડવો.

પ્રથમ એક ડબ્બો એવો કરાવવો કે જેમાં બે ખાંનાં હોય પછી જ્યારે ખેલ કરવો હોય ત્યારે એક ખાનામાં રૂપીઓ મુકવો ને બીજું ખાલી રાખવું. પેહેલાથિ રૂપીઆવાળું ખાનુ બતાવિ પછીથિ ખાલી ઉઘાડયાથિ લોકો અજાયબ થશે.

## પાણીમાં કોયલાનો ભુકો નાંખી માંછલી ઉત્પન કરવી.

માંછલિના ઈંડાને કોયલાના ભુકામાં મેળવિ અને જ્યારે ખેલ કરવો હોય ત્યારે તે ભુકાને પાણીમાં નાંખવાથિ થોડા વખતમાં પાણીમાં સેંકડો માછલિઓ ઉત્પન્ન થએલી જણાઇ આવશે.

### શરિરમાં છરિ ભોંકવાની રિત.

પ્રથમ એવી કરાવવિ કે તે છરિનો હાથો પોલો હોય

અને તે છરીને પોલા સાથે અંદરની બાજુથી ચાંપ હોય. જ્યારે તે છરી શરીરના કોઈ પણ ભાગમાં મારવી. હોય ત્યારે પેલી ચાંપ જરા પાછળ ખેંચી લેવી એટલે છરીનું પાનુ હાથમાં જતું રહેસે અને જ્યાં છરી મારસો ત્યાં ઇજા નહી થતાં માત્ર લોકોને અજાયબ કરી ચોંટી જસે.

### પાણીમાં બળતું કરવું

એક સાકરનો કટકો લેઈ તેનાપર થોડો ફોસફરસ લગાડો અને તેને એક પાણી ભરેલા વાસણમાં નાંખો એ-ટલે સુંદર બળતુ દેખાસે પણ ફોસફરસ વાપરતાં સાવચેતી રાખવી કે જ્યારે તેનુ કામ હોય ત્યારેજ તેને બહાર કાઢવો

### અડદના દાણા નાંખી ઘાસ સળગાવવું.

ફોસફરસની ઝીણી કકડીઓ કરી પછી તેની સાથે થોડા અડદના દાણા ભેળી ઘાસની પુળીઓમાં ફેંકવાથી થોડીવારમાં પુળીઓ સળગી ઉઠસે.

### ચારણીમાં પાણી ભરવું

મોટા વેહે વાળી ચારણી લેઇ તેને ગુંદાના ચીકણા રસથી લીપી છાંયડામાં સુકવવી એવી રીતે બે ત્રણ વખત થી તૈયાર ચારણીમાં પાણી ભરવાથી બીલકુલ પાણી બ-હાર જશે નહી ને જોનારા અચંબો પામી તમને સાબાશી આપશે.

### અખંડ દીવો બાળવો

સમુદ્રફીણને તથા ગંધકને વાટીને દીવેટમાં ઘાલી તેલના કોડીઆમાં તે બત્તી મુકી દીવો કરે તો તે ગમે તેવા પવનમાં પણ હોલવાય નહિ.

## રૂમાલમાં ઘડીયાળ ગેબ કરવી.

બે રૂમાલ એક જોડાના લ્યો અને તે ચારે ગમથી એવી ઝીણી શીવવાણીથી ઘસવા કે કોઇને માલમ પડે નહિ કે આ રૂમાલ સિવેલો છે પછી એક રૂમાલમાં વચ્ચો વચ ઘડીઆળ જાય એવું કાણું પાડવુ. પછી જ્યારે ખેલ કરવો હોય ત્યારે રૂમાલ પાથરવો તેમાં ચતુરાઇ એ રાખવી કે કાંણાવાળા ભાગને નીચે રાખવો. પછી ઘડીયાળ લઈ રૂમાલની નીચે મુકવાને બાને ધીરેથી રૂમાલમાં ફેરવા ઝડપથી રૂમાલ ઉચકી જે ખુણામાં ઘડીઆળ જાય તે ખુણાને ચાલાકીથી પકડે એટલે કોઇ જાણુસે નહીં આ રૂમાલમાં બીજા ખેલો પણ ચાલાકીથી કરી શકશો.

## વીટીને રૂપીઓ એક થાય.

પેહેલાથી એક રૂમાલને છેડે રૂપીઆને એવી રીતે બાંધો કે જ્યારે તમે છોડવા માગો ત્યારે સેહેલાઇથી છુટી શકે પછી બે માણુસને બોલાવો અને રૂમાલના અંદરથી રૂપીઓ પકડાવી રૂમાલને ગાંઠ બાંધવાદો અને બીજા માણુસના હાથમાં વીંટી આપી વખતે બીજો એક રૂપીઓ ( ઝોળીમાં છુપાવી રાખો વીંટી તે માણુસના હાથમાં આપી રૂમાલની ગાંઠ બાંધતી વખતે હળવેથી , રૂપીઓ ભેગો બાંધી દો અને પ્રથમ રૂપીઆવાળા પાશેથી રૂમાલ છીનવી લો ને ખુબ ચાલાકીથી કોઈ ન જાણે તેમ રૂપીઓ છોડી સંતાડી દો. પછી પેલા બીજા માણુસ પાસે રૂમાલ લઈને હલાવો એટલે વીંટીને રૂપીઓ એકઠા જેસે.

## પાણીનું દુધ બનાવવું.

પાણીની અંદર લેટ ઓફ સ્યુગર નાંખવું અને તેને જરાવાર હુલાવવું એટલે પાણીનો રંગ બદલાઈને દુધ જેવું થશે પણ એ કોઇને પીવા દેવુ નહી કારણ કે પાણી ઝેરી છે. માટે ખુબ સંભાળ રાખવી.

## શીકાર મરે ઘા ન દેખાય.

બંધુકમાં પારાની ગોળી ભરેલુ ગડાની આડમાં રહીને જો બંદુક મારે તો શીકારી મરી જાય પણ તે શીકાર કોઇ જગોપર ઘા વાગ્યો છે તે જણાય નહી.

## બંધુકની ગોળી પકડવી

જ્યારે ખેલ કરવો હોય ત્યારે એક દારૂની ગોળી તઇયાર કરવી અને એક શીશાની ગોળી તઇયાર કરવી પછી બંદુક મારતી વખતે પેલી શીશાની ગોળી બતાવી તેને બદલે લોકની નજર ચુકાવી પેલી દારૂની ગોળી અંદર નાંખવી પછી બીજા આદમીના હાથમાં બંદુક આપી પોતે સામી બાજુપર જવું અને પછી બંદુક ફોડવાની રજા આપવી તે બંદુક ફોડે કે ગોળી પકડવાના ચાળા કરી પેલી ગોળી બતાવવી ને કહેવું કે જુઓ આ ગોળી મે પકડી

## ગુલાબના ફુલ કાઢવા.

ગુલાબનાં અથવા બીજી કોઇ પણ જાતનાં ફુલ કાઢવાં હોય તો તે જાતનાં ફુલ તમારે તમારી પાસે છુપાવી રાખવા અને જરૂર પડે ત્યારે ચાલાકીથી કોઇ જાણે નહીં.

## ચાર રાજા જોડે રાખવા

ગંજીફાનાં બાવન પતામાંથી ચાર રાજા જુદા કહાડો બાદ એક રાણી કાઢો ને પછી એક ગુલામ કાઢો. તે પહેલા તમારે ત્રણ ફાલતુ પતાં વધારે રાખવાં હવે તમે તે ચાર રાજાનાં એક મેર મો જણાય તેવાં તેમ ઉઘાડાં રાખી છેક નીચ ત્રણ પતાં રાખો પછી કોઈ અજાણ્યા માણુસ પાસે બાજી ચીપાવો ને તેની થોક મુકી એક બાજુ રાણી તથા એક બાજુ ગુલામ મુકો પછી તમે તમારા હાથમાંના રાજા બાજીપર મુકી લોકોને ધ્યાન રાખવાનું કહો. હવે તમે એક પતુ ઉંધુ ઉપાડી લોક કહે તેમ તે જગાએ કોનુ એવી રીતે ત્રણ પતાં મુકયા પછી ચોથા રાજાને પકડાવવો, બાદ તેને ઠપકો દઇ પતા ત્રણ બાદશાહને પકડી લાવવાનું કહેવું ને તેને બાજીપર મુકી ત્રણ ફુકો નારી મંત્ર ભણતાં હોઇયે તેવી રીતે હોઠ હલાવી મારવા એકેકુ પતુ ઉપાડસો તો ચારે બાદશાહ જોડે નીકળી આવસે.

## પથર પર પૈસો ચોંટાડવો.

મરાઠી ભાષામાં ટટી નામની વસ્તુઓ વખાય છે તેનો સફેત ભુકો પથરપર મુકીને તેનાપર પૈસો મુકશો પછી તેનાપર પથરનો ઘા મારવો એટલે પૈસો સજજડ ચોંટી જશે, પણ ભુકો મુકતી વખત જોનારને જણાવવું એ મંત્રની ભુકી છે.

### લોટાપરનું લુગડુ ન બળે

એક મોટો લોટો ઉંધો મુકીને તે ઉપર લુગડુ ખેં

ચીને બાંધવું તે એવી સફાઇથી કે એક પણ કરચોલી રહે નહી પછી તેનાપર દેવતા મુકી ફુક મારીએ તો પણ લુગડુ બળતું નથી,

## દીવા વગર અજવાળું.

એક નાની સીસીમાં ફોસફરશની એક કરચ નાખવી પછી તે તેનો ત્રીજા હીસ્સા જેટલી ઉકળતા જળ પાઈનો તેલથી ભેરીને મજબુત બુચ મારવો પછી રાતની વખતે ગમે ત્યારે તેનો બુચ ઉગાડીએ ત્યારે તેમાંથી જેટલું અજ વાળુ પડશે, તે ઘડીઆળ પરના ટાઈમ જોઇ શકસે

### ખોટુ સોનુ બનાવવાની રીત

સોળ ભાગ પ્લાટીનમ નામની ધાતુ તથા સાત ભાગ ચોખુ તાંબુ એક ભાગ ચોખુ જસત, એ તણે જાતની ધાતુને પીંગળાવવી ત્યાંસુધી તપવવી પછી જ્યારે એકઠી થઈ જાય ત્યારે ઉતારી લેઇ તેને ઠરવા દેવી એટલે સોનાના જેવી ને તેવીજ ભારે ચળકાટ ભરી ધાતુ તઇયાર થસે

---

## વિષ વિહારણ તંત્ર

### સર્પ કરડયો હોય તેનો ઉપાય

વાજીયા કંટાલાનો લીલો કંદ લાવી શરપે ડંખેલા માણુસને આશરે બેથી ત્રણ તોલા સુધો ખવરાવવો, ને એજ કંદ ગાયના મુતરમાં ઘસીને ડંખ ઉપર લેપ કરવો એટલે સાપનુ જેર ઉતરી જસે એ કંદ કાંઈ દરેક વખત મળી

શકતો નથી માટે ચોમાસામાં ખાતરીદાર માણુસ પાસે મંગાવીને તેના ચાર પાંચ તોલાના કડકા કરીને માટીની કુંડીમાં ગાયનું અથવા બકરાનુ મુતર નાંખી તેમાં એક કરા સુરજના તાપમાં સાત દહાડા રાખીને તેને શુકવિ રાખવા પછી જ્યારે ખપ પડે ત્યારે ઉપયોગમાં લેવા આ ઉપાય ખાતરીદાર છે.

## ઇંગ્રેજી ઉપાય

ડંખ દીધેલી જગ્યાપર "લ્યુનર કાટીક" એટલે કઠીખાર એક મીનીટ સુધી ઘસવાથી સાપનું ઝેર ઉતરી જશે અથવા "લાઇકિર અમોનીયા" યા નર અગરનો; અરકમાં ગાગી થોડી ભીજવીને ડંખપર મુકવી તેથી પણ ઝેર ઉતરી જઇ જરા શાંતી મળશે.

## વીંછીના ઉપાય

કોઈ પણ જાતનો પીવાનો જલદ દારૂ પાસેર લઈ તેમાં ચાર તોલા વાટેલુ મીઠુ નાંખિ તે ઓગળી જાય ત્યારે લુગડાંની ગડી વાળીને તેમાં ભીંજવીને ડંખપર મુકવો. અને વારે વારે દારૂનાં ટીપાં તે પર પાંડવાં ઝેર થોડીવારમાં ઉતરી જસે પણ જો હાથ યા પગનાં આંગળામાં કરડયો હોય તે તો ઉપલી મેળવણીમાં ને આંગળા પોળા રાખવા આ ઈલાજ શહેલો ગુણકારણ છે. બીજો રોતા કણેરનાં પાણિમાં વાટીને ડંખાયેલી જગ્યાપર લેપ કરવો. એટલે ઝેર ઉતરિ આરામ થશે.

## કાન ખજુરો.

કંટાળાના થોરના દુધમાં પીપર ઘશીને ચોપડવી બીજુ જ્યાં ડંખ હોય તે જગ્યાપર ગુગલના ધુપનો ધુમાડો દેવા તીજો નવસાર વાટીને ચોપડવો.

## વશીકરણ.

સીંદુર. કંકુ તથા ગોરોચન તે સઘળાને ખાંડી તેનો ચાંલ્યો કપાળે કરવાથી જોનાર લોકો વશ થાય.

## ઉપાય બીજો.

મનશી અને કપુરને કેળના રસમાં મેળવી તેનો ચાંલ્લો કરવાથી સરવે લોક વશ થાય.

## ઘરમાં સાપ ન રહે.

સીંહુની ચરબી ઘરમાં ડુંગરી સાથે રાખવાથી ઘર માં સાપ આવે નહી હોય તે જતા રહે

### સ્રીને સહેવત ઘણિ હોય તેનો ઉપાય.

જે સ્રી જુવાન હોય ને પુરૂષ ઘરડો હોય તેથી સ્રિને ખુજલી ઘણી થતી હોય તેનો ઇલાજ. કપુર અને ટંકણુ ખાર એક ટાંક પાનમાં મુકીને કેટલાક એક હુપતા સુધી આપે તો શહેવત કમી થાય.

### નાહાના બાળકની સંભાળ.

નાહના બાળકની બધી વાતે ઘણી તપસ રાખવી એ તેમાં મા અને બાપનું કામ છે તેમાં પણ વધારે તપાસ માને રાખવાની છે બાળકને ધાવણુ સારૂ અને નીરોગી

આવે તે સારૂ પોતે ખોરાક સાદો અને હલકો ખાવો ને એને ધવરાવવાની ઘણી તજવીજ રાખવી; જ્યારે પુરૂષનો સંગ કરવાનો હોય ત્યારે આગળથી ધરાવવું, તેથી ફાયદો છે તે સંગ થયા પછી ધવરાવે તો બાળકને રોગ થાય છે માટે તેની બે વરસની ઉમર થાય ત્યાં સુધી તપાસ રાખવી ધાવણા બાળકને પાંચ દીવશે સારૂ ચોખુ વીલાયતી દીવેલ મધમાં નાંખી ચટાડવુ કે એથી ઝાડો સાફ ખુલાસાબંધ આવે તેથી પેટ હલકું રહે.

## કાગળપર દોડતો અગ્નિ

હળદરમાં ભીજવેલા કાગળનો એક કકડો ગણવો ને તેની ઉપર પોટા સિવાય એક કરચ નાખવી કે તે કરચ કાગળપરના પાણી સાથે મળશે તેવીજ બળી ઉઠશે ને જાણે પાણીની શોધમાં હોય તેમ કાગળપર ધુમ્યા કરશે.

## તાંબુ તથા સોનું મારવાનો ઉપાય.

ચોખ્ખું તાંબુ લઇને સોની પાસે તેના પાતળા કાગળના પાતરા કરાવવા પહોરમાંથી દરેક કટકે તણુ ભાર કરાવવો તે બધાં તઇયાર થાય એટલે બોતામાં મુકાવજો તાંબાના કકડા ટાંક ૧૦ વજને હોય તો પરો ટાંક ૨ ને ગંધક ટાંક ૪ એ બેઉને ખલમાં નાંખીને ઘુંટવા તે જ્યારે ગંધકનો રંગ સીહા જેવો થાય ત્યારે પારો ગરડોની માફક થાય ત્યારે તેમાંથી જરીક લઇને બોતામાં મુકવો તેના ઉપર એક પતરૂ મુકવું ને રાતે તવરા પતરા મુક્યા પછી ઓ...

ઉપર એક ઠીકરૂ મુકવું ત્યાર પછી અડઇસાસો જમીન ઉપર મુકી ચારે તરફ અગ્ની મુકી સળગાવવું જ્યારે તે બળી રહે ત્યારે પેલો બોતો બહાર કાઢીને તેમાંથી પતરા કાઢી લઇ ખેલ કરવા એટલે મારેલું શુદ્ધ તાંબુ થશે જેવો મારેલો પોલાદ ( ગજવેલ ) કહેલા છે તેમ મારેલુ તાંબુ પણ ખબર ને તે ખાવાની વિધી પ્રમાણે ખાઇને જરી પાળે મરદી ખુબ વધે છે.

## બગાસાનો ઉપાય,

માણસને કોઈ વેળા બગાસાં ઉપરા ઉપરી આવે છે બગાસુ એટલે જે માણસનુ મો પહોળું થઇ ને આહા ? એવોજ અવાજ થાય છે ને તેના બે કારણ, તેમાં પહેલું કારણ એ જે રાતરીએ નિંદ્રાનો વખત થાયછે એટલે બગાસા આવે છે માટે વેળા થઇ એટલે ઊંઘ પડે છે તે કોઇ કારણસર ઉજાગરા થાયસો દિવસે બગાસાં આવે એટલે સુવુ જોઇએ સુતેથી ઉજાગરાની કસર મટે છે, એવી રીતના બગાસાં તો હરેક માણસને આવે છે પણ ઉજાગરો મટી છતાં બગાસાં ગણા દિવસમા આવિસો એ ગમા સુસ્તી થયેલ જાણવી ને તે રોગનુ કારણ છે. માટે એને હુલકો જુલાબ આપવો ને સુસ્તી મટે એવુ ચુરણ આપવુ.

# સમાપ્ત.

# જાહેર ખબર.

**કેનબાજી**— આમાં રમવાના પર પાનાના ૯૦ જુદા ખેલો તેમની સંપૂર્ણ માહિ છે, પત્તાનાં ખેલોનું આ ઉત્તમ પુસ્તક છે, કિ.૪ આના

**આર્ય ઇંદ્રજાળ**— આ ાં પરચુરણ પરચુરણ આપેલા છે, જેવા કે મં ચાલાખી. મોહની, મારણ, જાદુનાં ખેલ, તાવીત, જ સ્વપ્ન વિચાર, સામુદ્રીક વગેરે છે કિ, ૧૧ આના,

**કૈતુકરત્નભાણ્ડાગાર**— (અદ્ભુત ઇન્દ્રજ મોહન ચ્ચાટન મંત્ર, તંત્ર તથા બીજા અનેકવિષયનાં ૧૧૩૪ પ્રયોગો સિદ્ધ કરવાવાળાં કળ, ભેરવ, ભુવનેશ્વરાદિ દેવદેવોનાં ૧૬ .િ, ો, ( હિન્દીભાષામાં ) કિ, ૧। રૂ,

**કૈતુક પચાસ પેટી**— આમાંજાદુનાં હેરત પમાડે તેવા ૨૫ ખેલો તેનસપુર્ણ માહેતી સાથે આવેલા છે, મીજલસ અગર મંડળીમાં કરીશકાયનેવા બધા ખેલો છે, કિ, ૧૦ આના,

**અનંતરંગ**— અથવા (રસિકરંગવિલાસ) આ પુસ્ત ચના કોકશાસ્ત્ર ·તિવિલાસ અને અન જેવા પ્રાચીન પુસ્તકો ઉપરથી સ્ત્રી પુરૂષો વાંચી શકે તેવું ર આ પુસ્તકમાં ઘણા પ્રયોગોછે અને તે બધા નિતિનેમાર્ગે દો રા,લાંબુ આયુષ્ય આપનાર જીવનને વધારનાર યુવાન સ્ત્રી પુ શારિરિક ધર્મ પ્રધાન રાખી ચર્ચાવેલા છે કિંમત માત્ર ૧૨

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે. બુકસેલર.**

ત્રણ દરવાજા અમદાવાદ.